# JAIN RELIGIOUS PRIMER.

## Part I.

॥ श्री ॥

# જૈનમાર્ગ પ્રારંભ પોથી.

## ભાગ ૧ લો.

---

## अहिंसा परमो धर्मः

મુનિરાજો-અને-વિદ્વાનોની-આજ્ઞા-સૂચના પ્રમાણે
સુધારા-વધારા સાથે ચોથી આવૃત્તિ.

## યોજક લાલન.



---

વીરાત્ ૨૪૩૩.

---

મુંબઈ:—નિર્ણયસાગર છાપખાનામાં છાપી છે.

---

કિંમત ૧ આનો.

# જૈનમાર્ગપ્રવેશિકા

જૈનધર્મસંબંધી જ્ઞાનનાં ખાસ ઉપયોગી મૂળતત્ત્વોને દેશકાલની પદ્ધતિમાં ગોઠવી વિદ્યાર્થિઓના હૃદયમાં સુગમતાથી સ્થાપિત કરવા એ, આ પુસ્તકમાળાનો મૂળ ઉદ્દેશ છે. એની શરૂઆતમાં બે પ્રાઈમરી છે. ત્યારકેડે આ પહેલા નંબરથી લઇને હાલ પાંચમા નંબરસૂધી પાંચ ચોપડીઓ તૈયાર કરી છે. મેટ્રિકનો અભ્યાસ પૂર્ણ થાય તેટલામાં જૈનવિદ્યાર્થિઓએ આ પાંચ ચોપડીઓનું જ્ઞાન અવશ્ય મેળવી લેવું જોઇએ. કૉલેજના વિદ્યાર્થિઓમાટે ખાસ ઉંડા ધર્મજ્ઞાનની બીજી પુસ્તકમાળા તૈયાર કરવામાં આવશે

## જૈનમાર્ગપ્રવેશિકાના વિષયોનો સંક્ષેપ.

**જૈનમાર્ગપ્રવેશિકા. નં. ૧ લો. કિંમત ૨ આના.**

### સાર્થમુખપાઠ.

| | |
|---|---|
| ૧ સમય | ધર્મ, પ્રમાણગ્રન્થ, ઈશ્વર, ગુરૂ, આત્મા, કર્મ સ્વર્ગ, નરક, મુક્તિ, સદ્દસત્કર્મ અને પરોપકારના પાઠો. |
| ૨ આચાર | સામાન્ય આચાર, વ્યસનત્યાગ, સંસ્કાર, શૌચ, નિત્યકર્તવ્ય, તથા સાધુશ્રાવકસંબંધી હકીકતના પાઠો. |
| ૩ નીતિ | નીતિની વ્યાખ્યા, નીતિના મૂળ નિયમ, આપણી ફરજો તથા સદ્દગુણોસંબંધી પાઠો. |
| ૪ પરિશિષ્ટ | જૈનના કેટલાક પ્રચલિત સિદ્ધાંતોવિષે પાઠો. |

# ઉપોદ્ઘાત.



આખા જગતના સર્વ મનુષ્યો તો શું પણ સર્વ પ્રાણી સાથે સમભાવે સંપૂર્ણ મન, તન, વચન અને હૃદયથી વર્તવાને કોઈપણ શીખવતું હોય તો તે ધર્મ છે. આમ છતાં દુનિયામાં જે મોટાં યુદ્ધો પૂર્વે થયાં છે અને હાલ પણ થાય છે તે ઘણું કરી બધાં સમભાવિક કહેવાતા ધર્મોને નામેજ થતાં જણાય છે, એ હવે કોનું અજાણ્યું છે?

બંદુક, તરવાર, છરા, તીર, ભાલા અને તોપોથી જે મનુષ્યવધ થાય છે તેના કરતાં પણ શાંતિનું ડોળ ઘાલનાર ધર્મોએ એક બીજાપર કઠણ શબ્દોનાં શસ્ત્રો ચલાવી જગતમાં અશાંતિ [1]ફેલવવામાં કાંઈ બાકી રાખી નથી, એ પણ આપણને હવે વિદિતજ છે.

સ્વધર્મની ખૂબી બતાવવા કરતાં પરધર્મની નિંદાનું ઉચ્છિષ્ટ ભોજન કરનાર—કરાવનાર આજે ધર્મી કહેવાતા મનુષ્યોની કાંઈ ખોટ નથી; સ્વગચ્છની સુંદરતા દર્શવવા કરતાં પરગચ્છની ખામી ઉપર તિરસ્કારનો કાદવ વર્ષાવનારા પણ થોડા નથી.

આવા વખતમાં ધર્મજ્ઞાન એવી કઈ પદ્ધતિથી આપવું કે જેમાં સ્વધર્મની મહાલાભદાયક ખૂબી ઉત્તરોત્તર વિશેષ દેખાયા કરે અને પરધર્મની નિંદા કે સ્તુતિ ઘણું કરી ન થાય—પોતાથી ન્યૂન શક્તિવાળા ધર્મપર કરૂણા થાય પણ તિરસ્કાર ન થાય. પોતાથી અધિક શક્તિવાળા ધર્મ કે ગચ્છવાળાસાથે પ્રમોદે વર્ત્તાય પણ ઈર્ષા ન થાય અને સકળ ધર્મવાળાસાથે મૈત્રી કે સમભાવ રહે, કે તદનુસાર વર્તન થાય?

---

૧ પ્રખ્યાત મુનિરાજ લખે છે કે—"ગ્રન્થોમાં દેખાતી ખંડનમંડન પદ્ધતિ પૂર્વે બહુ અગત્યના કારણથી પ્રચલિત જણાય છે. આશયની કલુષતાથી પ્રભવેલી જણાતી નથી. એકાંતનય, નયાભાસીને સમ્યક્ સમજાવવા થએલી સંભવે છે." આ વાત યથાર્થ છે. પૂર્વે તેમજ હોવું જોઈએ પરંતુ હાલ એવા વ્યાખ્યાતા તેમજ શ્રોતા થોડા મળશે કે જે આશયનેજ લક્ષમાં રાખી રાગદ્વેષથી અકલુષિત મન વચન ક્રિયા રાખી શકશે. માટે હાલના દેશકાળ અનુસાર સ્વધર્મનીજ ખૂબીજ દેખાડી સ્વપર સર્વને ધર્મમાર્ગે વાળવા આ એક પ્રયોગ કર્યો છે અને આશા રહે છે કે તે સફળ થશેજ.

આ સંબંધે ખૂબ વિચાર કરતાં ધર્મજ્ઞાન આપવાની વિરોધી પદ્ધતિને દૂર રાખી, **શ્રીતીર્થંકર** ભગવાનના ઉચ્ચ આશયને લક્ષમાં રાખી, સમભાવી પદ્ધતિપર ધર્મજ્ઞાન અપાય તો ધર્મનો મૂળ હેતુ એટલે કે ઇહલોક અને પરલોક હિત શાધી શકવો એ છે, તે સફળ થાય માટે આ જૈન-માર્ગ-પ્રવેશિકાની માળામાં પ્રથમ ધર્મનું સામાન્ય જ્ઞાન આપી પછી વિશેષજ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે—ધર્મની ખૂબી બતાવી સ્વધર્મની વિશેષ ખૂબી બતાવવા કોશેશ કરીછે કે જેથી અન્ય દર્શન કે અન્ય ધર્મપર દ્વેષ નહિ થતાં તેના સદ્‌ગુણપર રાગ થશે અને તેની સાથે સ્વધર્મની વિશેષ ખૂબી જોતાં તેનાપર વિશેષ અને દૃઢ પણ પ્રશસ્ત રાગ થશે. આવાજ ઉચ્ચ આશયથી **શ્રીહરિભદ્રસૂરીએ** પોતાના **યોગબિંદુમાં** સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે તે શ્લોક ૧૧૩—૧૪—૧૫ તથા તેપરની ટીકા જોવાથી માલમ પડશે.

**શ્રીઋષભ પંચાશિકામાં** જણાવ્યું છે કે જિનધર્મરૂપી મહાસમુદ્રમાંથી ઉડેલા બિંદુઓ તે અન્ય ધર્મો છે, માટે એ બિંદુઓ કેવા સત્ય, પથ્ય અને પ્રિય છે, તેની ખૂબી દેખાડી જે મહાસમુદ્રના તે બિંદુઓ છે તે મહાસમુદ્રની અનેક ખૂબીઓ દેખાડી જૈનદર્શનમાં પ્રશસ્ત રાગી કરવાનો પણ મને તો આજ ઉપાય હાલના સમયમાં ઉચિત લાગે છે. [1]હાલ ધર્મધર્મની અંદરઅંદરના કલહ પીગળી જઈ ધર્મધર્મમાં

---

૧ જિનદર્શન એમ વદે છે કે જેટલા દર્શન છે તેટલા નય છે, અને એ નયો એક જિનદર્શનના અંગરૂપ છે તો પછી એ નયનો કલ્યાણકારક સમ્મુચય દાખવી સર્વદર્શી-વિશાળદર્શી જિનદર્શનના સર્વ કોઈને પ્રશસ્ત રાગી કાં ન કરી શકાય? વળી કેટલાએક વાદીઓ કેટલાએક ધર્મમાર્ગને 'નયાભાસ' કહે છે. હવે આ ન્યાભાસવાળા **લાલન**ના માનવબાંધવોને—જે નયનો તે આભાસ માની બેઠા હોય તે મૂળનયનું-દર્શન કાં ન કરાવી શકાય? અને એ મૂળ નયનું દર્શન થયા પછી સર્વ નયથી પરિપૂર્ણ એવા જિનદર્શનનું સત્ય પણ કાં ન પ્રાપ્ત કરાવી શકાય? આ તળાવમાં પડતો આભાસ **લાલન**ના હાથમાં આવેલા આરિસામાં સૂર્યના પડતા પ્રતિબિંબને અને પ્રતિબિંબઉપરથી સૂર્યને જેમ લાલન જોઈ શકે છે, તેમ **લાલન**કરતાં પણ તેના નિકટના સગા માનવ બાંધવો-બેનોને નયાભાસથી નયપર અને નયથી સર્વ નયપર કાં નહિ લઈ જઈ શકાય-સકલ નયના સમુદાયરૂપ સમર્થ જિનદર્શન કાં ન તેઓને સમજાવી

મળતાપણું કેટલું છે અને તેવડે પરસ્પર સંબંધ બંધાઈ સર્વેના હિતને-માટે કોન્ફરન્સો થવા લાગી છે. એક ધર્મના બાહ્ય આચારની બીજા ધર્મોસાથેની કટુતા દૂર થઈ અથવા શિથિલ થઈ સમાનતા ઉપર મિત્ર-ભાવ થવા લાગ્યો છે અને તેને લીધે મનુષ્યમાત્રનું બંધુત્વ સર્વ મનુ-ષ્યના હિતના માટે પ્રગટવાનું એમ જણાવતી અને સમભાવી હૃદયને ખાત્રી આપતી સર્વ ધર્મસમાજો ( કોન્ગ્રસો અને પાર્લામેંટો ) થવા લાગી છે, ત્યારે આવો શાંતિમય ઉપદેશ ધર્મરૂપી જગતને વિરોધતાવાળી નહિ પણ વિવિધતાવાળી;–વિવિધતા પણ બીજા સર્વ સાથે વિભાવી નહિ, પણ સમભાવે સુશોભિત એવી ઉચ્ચ સ્થિતિપર લાવશે એવો સંભવ મને લાગે છે.

પ્રારંભ પોથી. આ પુસ્તકને જિનમાર્ગની પ્રારંભપોથી કહેવામાં આવી છે અને તે જિનધર્મના બાળકો તેમજ જિનધર્મ શીખવાને ઉત્સાહ ધરાવનાર ઇતર ધર્મના બાળકોને ઉપયોગી થાય તેમ એની રચના યથાશક્તિ કરવામાં આવી છે, **જૈનમાર્ગપ્ર-વેશિકાના** પ્રારંભ પૂર્વે જૈનધર્મનું ઇતર ધર્મસાથે ઘણું કરી સામા-ન્યપણું ક્યાં ક્યાં છે તે જૈનધર્મ પ્રારંભપોથીઓના બે ભાગોમાં દેખા-ડવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આમ કરવામાં હેતુ એ રાખવામાં આવ્યો છે કે મારા જિનધર્મી બાળકોમાં ઈતર ધર્મવાળાસાથે જ્યાં સામાન્યપણું હોય ત્યાં સમભાવ રહે. આ પ્રારંભપોથીના બે ભાગ પછીનાં પુસ્તકોમાં જિનધર્મનું વિશેષપણું દાખવ્યું છે કે જેથી બીજા ધર્મની સાથે જિનધર્મને સરખાવતાં જિનધર્મની બાળકોને વિશેષ ખૂબી

---

શકાય ? **લાલનને** તો એમ લાગે છે કે દોષદૃષ્ટિ છોડી ગુણદૃષ્ટિવાળી, ઈર્ષા છોડી પ્રમોદવાળી અને તિરસ્કાર છોડી કરૂણાળી ધર્મકેળવણીની પદ્ધતિ શાંત પણ નિરંતર વહેતી રાખી હોય,—મન, તન, વચન અને ક્રિયામાં પણ દેખાતી હોય તો સકલ જીવની કરૂણાથી અને સર્વ નયથી પૂર્ણ એવું જિનદર્શન સર્વ માન્ય થઈ, સર્વ જીવનું કલ્યાણ સાધેજ સાધે.

પણ—" લાખો કીડીઓ ઉપર લાડવો આખો મૂકીએ તો મરી જાય;
ભૂકો કરીને ભભરાવીએ તો ખાસી રીતે તે ખાય.
સજ્જન સંભળાવજોરે ધીરે ધીરે સુધારાનો સાર."

ક. દ. ડા.

માલમ પડી આવે આમ કરવાનો આશય એ છે કે આપણા જિન-ધર્મની ઉદ્ધરતી પ્રજાનો ઇતર ધર્મવાળા ઉપર દ્વેષ ન થાય—સમભાવ રહે, અને જિનધર્મની ખૂબી જણાયાથી તેનાપર પ્રશસ્ત રાગ થવો જોઇએ તે થાય.

પરિભાષા.

ધર્મપરિભાષા જાળવવી એ શિષ્ટાચાર છે. કઠિણ પરિભાષા સમજાયા પછી ધર્મજ્ઞાન અત્યંત સરળ થઈ પડે છે તથાપિ બાળકની બુદ્ધિને તે લોખંડના ચણા જેવી કઠણ લાગે છે. આમ થવાથી બાળકો અને મોટા પણ બાળજીવો પોપટની પેઠ સમજ્યા વિના શાસ્ત્રપરિભાષા ભણી જતા ઘણાખરા આજકાલ માલમ પડે છે.[1] એટલામાટે શાસ્ત્ર પરિભાષાદ્વારાએ શાસ્ત્રજ્ઞાન ન આપવું એમ નહિ પણ યોગ્ય ઉમરના થાય ત્યારે આપવું; પણ હાલ તો તે પરિભાષાનો અર્થ—આશય બાળકોને પરિચિત શબ્દોમાં શીખવવો એ આ ધર્મશિક્ષણમાળાના હેતુઓમાં મુખ્ય હેતુ છે. ક્રોધ, માન, માયા, લોભ આ પરિભાષાના શબ્દો છોડી તેને બદલે ગુસ્સો, અહંકાર, કપટ, કંજુસાઈ એ સરળ શબ્દો વાપરવા પડ્યા છે. ( જુઓ પાઠ ૪. )

**ખાંતિ, માર્દવ, આર્જવ, અકિંચન.** આ પારિભાષિક શબ્દોએ છોડી ક્ષમા, ( માફી ), નમ્રતા, નિષ્કપટીપણું, ઉદારતા (નિસ્પૃહતા) શબ્દોનો ઉપયોગ કરવો પડ્યો છે. ( જુઓ પાઠ પ. )

આ પ્રમાણે અન્ય સ્થળે પણ કરવામાં આવ્યું છે પરંતુ જે જે સ્થળે સમજી શકાય એવું જણાયું ત્યાં ત્યાં પારિભાષિક શબ્દોજ વાપરવા ઉચિત ગણવામાં આવ્યું છે અર્થાત્ પ્રથમ સમજ અને પછી શબ્દ—પ્રથમ અર્થ અને પછી શબ્દ—પ્રથમ **મા** અને પછી આ મા એવો શબ્દ—એ પદ્ધતિ દેશકાળ અનુસાર રાખી આ કામ યથાશક્તિ કર્યું છે.[2]

---

૧ **खामेमि सव्वजीवा सव्वजीवा खमन्तु मे;** આમ એક નહીં પણ અનેકવાર ઉચ્ચારાય છે, પરંતુ વિચારાય છે કે આચરાય છે કે કેમ ? **धम्मो वड्ढओ सासओ विजयो धम्मुतरो वड्ढओ.** છતાં સર્વત્ર કેટલી વૃદ્ધિ થઈ ?

૨ શ્રીતીર્થંકર મહારાજ પણ અર્થથી દેશના આપે છે.

વ્યવહારજ્ઞાન પુખ્ત ઉમરની અપેક્ષા રાખે છે અને તત્ત્વજ્ઞાન તેથી વિશેષ પુખ્ત ઉમરની અપેક્ષા રાખે છે તથાપિ ધર્મજ્ઞાન કે આત્મજ્ઞાન તો બાળજીવનની અપેક્ષા રાખી રહેલું છે, કારણ કે વ્યવહારજ્ઞાનમાં શરીરનો અને તત્ત્વજ્ઞાનમાં બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે પરંતુ ધર્મજ્ઞાનમાં હૃદયનો ઉપયોગ થાય છે. બાળકોનાં મન, તન, વચન હૃદયમાં થતી સ્ફૂરણા પ્રમાણેજ ઘણું કરી ચાલતાં જણાય છે, માટે હૃદયમાંજ સ્વાભાવિક રીતે વર્તી રહેલા ધર્મનું જ્ઞાન બાળકને તેની લઘુ વયમાંજ આપી દેવું કે જેથી અનાદિ કાળથી સ્વાભાવિક જેવા થઈ ગયેલા પણ વિભાવિક દુર્ગુણો દૂર ખસી; સ્વાભાવિક ગુણો પ્રગટ થાય, એમ કરવા મને ઉચિત જણાય છે અને તે જ્ઞાન પણ બાળભાષામાં આપ્યું હોય તોજ તેમને હાલ ઉપયોગી થઈ પડે એમ સમજાય છે.

પ્રથમથીજ ધર્મજ્ઞાન.

**રચના ખંડો**—આ પુસ્તકમાળામાં રાખેલા ભાગોને ખંડ કહેવામાં આવ્યા છે. **પ્રારંભમાં** સહજ **મુખપાઠ** આપ્યો છે. **પ્રથમ ખંડમાં** ધર્મના સામાન્ય તત્ત્વનું જ્ઞાન આપવામાં આવ્યું છે. **બીજા ખંડમાં** ધર્મજ્ઞાનપૂર્વક વિધિ-ક્રિયા અને આચારવિષે જણાવેલુ છે. **ત્રીજા ખંડમાં** ધર્મનીતિવિષે દર્શાવેલું છે. **અને ચોથામાં સામાન્ય જ્ઞાન આપવા** પ્રયત્ન કર્યો છે.

ખંડો.

પ્રથમ ખંડમાં બાળકોના મનને ખીલવવાનો, બીજામાં તેમના તનને, ત્રીજામાં યોગ્ય માર્ગે પ્રવર્તાવવા તેમના હૃદયને વિકસાવવાનો અને ચોથામાં તેમની વ્યવહાર નીતિ ખીલી નીકળે એવી યોજના રાખી છે.

બાળકોના અવયવની ખીલવણી.

પ્રત્યેક પુસ્તકના ખંડોમાં કયા કયા પાઠ આપવામાં આવ્યા છે તે તેના હેડિંગો વાંચવાથી જણાઈ આવશે.

આ પુસ્તકમાં જે જે સિદ્ધાંતો આપ્યા છે તે તે સિદ્ધાંતો ઉપર બાળભાષામાં નાની પણ ઉપયોગી અને સુંદર કથા આગલા ભાગોમાં આપવામાં આવશે; જેમકે—“ક્રોધ કરવો નહિ” આ સિદ્ધાંતને સમજાવવાનેમાટે ક્રોધ કરવાથી થયલા નુકસાનવિષેની કથા આપવામાં

આવશે. "માફ કરવું" માફ કરવાથી **થયેલા લાભવિષેની** કથા આપવામાં આવશે, જેથી આ સિદ્ધાંતો કથાદ્વારાએ બાળકોના હૃદયપર સદ્‌ગુણની દૃઢ છાપ પડવાનો સંભવ છે.

---

**તા. ક.** નિર્દોષ પુસ્તકો રચવાં એ મને તો સારૂં લાગે છે, પરંતુ જો **કેવલજ્ઞાન** હોય તો, અને તે પ્રાપ્ત કરવા કોને ખાયસ ન હોય? માટે તે સર્વ વીરપુત્રરત્નોને તો શું પણ સર્વ જીવમાત્રને તે હો. આમ છતાં કોઈ બાંધવને નિંદામાંજ સંતોષ થતો હોય તો થાઓ. કારણ કે,—**લાલનને** તો

**मन्निंदया यदि जनः परितोषमेति**
**नन्वप्रयत्नजनितोऽयमनुग्रहो मे.**

મારી નિંદાવડે જો કોઈ જીવને સંતોષ થતો હોય તો તે વગર પ્રયત્ને પ્રાપ્ત થયલો મારાપર અનુગ્રહ ( ઉપકાર ) છે. માટે—

**परिवदतु यथेष्टं मत्समक्षं तिरो वा**

તે મારી સમક્ષ વા પુઠે બોલાઓ. પણ તેમ કરતાં તેઓને કર્મબંધ ન થાય એવી તેમને નમ્ર પ્રાર્થના છે.

---

## શિક્ષકોને સૂચના.

આ પુસ્તકોમાંના કઠિણ શબ્દો અને વાકયો શિક્ષકની પુરતી મદદ વિના ગમે તેટલાં સરલ હોય છતાં સમજાય એવું ધારવામાં નથી આવ્યું, માટે ગુરૂએ—કે ધર્મશિક્ષકે જ્યાં કઠિણતા હોય ત્યાં સ્પષ્ટતા કરવી અને પોતાને ન સમજાય તો પોતાથી વિશેષ જ્ઞાનીને પૂછવું અને તેની ગેરહાજરીમાં પવિત્ર શુદ્ધ અંતઃકરણમાં જોવું એ પ્રાર્થના છે.

---

# જૈન માર્ગ પ્રારંભ પોથી ભાગ ૧—૨ ને માટે તથા જૈન માર્ગ પ્રવેશિકા વિષે.—

## આપણા મુનિ મહારાજ શ્રી શું કહે છે ?

જૈનમાર્ગ પ્રારંભપોથી આજે વાંચી પૂર્ણ કરી છે. પુસ્તકનું લખાણ સરળ ને સુગમ છે નાની વયના બાળકોને પ્રથમ શિક્ષણ આપવા સારૂં પુસ્તક ઉત્તમ છે. તપાસી જોતાં જૈનમાર્ગથી વિરૂદ્ધ લખાણ મને જણાતું નથી. ખામી માત્ર એટલી જણાય છે કે, ઠેકાણે ઠેકાણે પ્રભુ સ્તુતિ અને નીતિની કવિતાઓ થોડી હોત તો પુસ્તક ઘણું ખીલી ઉઠત. જૈનશાળાઓમાં આ પુસ્તક શીઘ્ર શરૂ કરવું એવી મારી ઇચ્છા છે. અને આ પુસ્તક સંપૂર્ણ રીતે લોકાશ્રયને પાત્ર છે.— **મુનિ રાજવિજય માલેગામ આસો સુદિ ૭ સંવત્ ૧૯૬૨.**

---

લખનાર લાલનનો મિત્ર—શ્રી કચ્છ મુંદરા

જૈન ધર્માભિલાષિ સુજ્ઞ શ્રાવકજી શાહા. ફતેચંદભાઈ કપુરચંદ લાલન.

મુ. મુંબૈ બંદર.

“ આપની તરફથી મોકલવામાં આવેલી જૈન માર્ગ પ્રારંભ પોથી, તથા જૈનમાર્ગ પ્રવેશિકા ભાગ ૧, એ નામની બે ચોપડીઓ પહોતી છે.

આ બુકોની અંદર જૈન ધર્મ સંબંધી જ્ઞાનના મુળતત્વોની ગોઠવણ સારીરીતે કરવામાં આવી છે, અમને આશા છે કે જો આવી બુકો આપણી દરેક જૈનશાળાઓમાં ચલાવવામાં આવશે તો તેનું પરિણામ ઘણું સારૂં આવશે.

પ્રારંભ પોથીના પાઠો સાદી અને સરળરીતે ગોઠવેલા હોવાથી પહેલા વર્ગના બાળકો પણ તેનો અભ્યાસ કરી શકશે, તેમજ પ્રવેશિકાનો અભ્યાસ ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ સેહલાઇથી કરી શકે તેવું છે, તોપણ જો તેની અંદર આવેલા કઠણ શબ્દોના અર્થની હાલના ધોરણોને અનુસરતી અર્થબુકો છપાવવામાં આવે તો તેથી શબ્દાર્થનું વિશેષ જ્ઞાન થવાં સંભવ છે.”—**હંસના ધર્મ લાભ પૂર્વક** ( મુનિશ્રી હંસવિજયજી. )

જૈનમાર્ગ પ્રારંભ પોથી ભાગ ૨ જો—આજે ખાસ વખત લઈ બીજો ભાગ જોયો છે. બહુજ ઉપયોગી વિષયો છે. આવી ઉપયોગી બુકો સર્વ સ્થળે જૈનાશાળાઓમાં ચાલે તો જૈનધર્મનો પુનરૂદ્ધાર થવા વકી રહે છે.

શ્રાદ્ધવર્ય ફતેચંદ કપૂરચંદને ધર્મલાભસાથે માલૂમ હો કે તમોએ બુકો મોકલી તે વાંચી બહુજ આનંદ થયો છે. આ ઉત્તમોત્તમ પરિશ્રમને બદલે કોટિશઃ ધન્યવાદ આપ જેવા નરરત્નને હું આપુંછું. વિશેષ આપની જે જે બનાવેલી બુકો બહાર પડે તેની ૧ એક નકલ તો મને મોકલવા પરિશ્રમ લ્યો તો બહુજ આનંદ થશે. જૈનમાર્ગ પ્રવેશિકા નં. ૩ જો એ બુક અવશ્ય મોકલશો. આમાં મેં ખાસ મારા ધ્યાનમાં જેવું આવ્યું તેવું પ્રદર્શિત કરેલ છે તેથી વિશેષ અધિક ગીતાર્થ મુનિવર્ય-શ્રાદ્ધવર્ય તરફથી અભિપ્રાયો મંગાવશો—**મુનિ ભક્તિવિજયજી** સં. ૧૯૬૩ આસો વદિ બીજ.

---

**મુ. પાલણપૂરથી મુનિ કાન્તિવિજય** તરફથી શ્રી મુંબાઈ; શ્રીવીર પુત્રરત્ન લાલન સપરિવાર ધર્મલાભ સાથે માલૂમ થાય કે આપની રચેલી બુક ત્રણ જૈનમાર્ગ પ્રવેશિકા વગેરે પહોંચી ગઈ. વિશેષ વખત ન મળતા સહજ વિચારતા આપણા પુસ્તકોવડે જૈન તથા અન્ય બાળકોને બુદ્ધિ વધારવા રત્નદિપીકાઓ જગાવી છે. એમ જાણુંછું કે હાલના બાળકોને આ પુસ્તકથી બહુ સારો લાભ થશે. આપનો પરોપકાર સફળ થશે. * * * જે ફરક પડે તે આપના ધ્યાનથી બહાર નથી, સામગ્રી છતાં ફેરવવાની મતલબ બાળકોનું ધ્યાન ખેંચવાનું છે તે હું જાણુંછું. માટે આપ સમયોચિત સર્વ જાણોછો. વિશેષ આપના જેવા વીરબાળક લાલન છો. અજાણ નથી, આપ ઉચિત જાણી શાસ્ત્રી કાયદા બહાર ન થવા દેતાં બાળકના ધ્યાનમાં બેશી જાય તેમ રચના કરવા સુજ્ઞ છો. ધર્મકાર્યમે સંભાળશોજી. શ્રી મંગળમસ્તુ **મોહરાજપરાજય** નાટક સંસ્કૃત ક્યાં છપાયું છે તે જણાવશો—**લી૦ કાન્તિવિજયજીના ધર્મલાભ.**

---

# જૈનમાર્ગ પ્રારંભ પોથી.

## મંગલં.

### સાર્થ મુખપાઠ:

શ્રી નવકાર મંત્ર.[1]

૧ નમો અરિહંતાણં—શ્રી અરિહંત ભગવાનને નમસ્કાર.

૨ નમો સિદ્ધાણં—શ્રી સિદ્ધ ભગવાનને નમસ્કાર.

૩ નમો આયરિઆણં—શ્રી આચાર્ય મહારાજને નમસ્કાર.

૪ નમો ઉવજ્ઝાયાણં—શ્રી ઉપાધ્યાય મહારાજને નમસ્કાર.

૫ નમો લોએ સવ્વસાહૂણં—લોકમાં સર્વ સાધુ મહારાજને નમસ્કાર.

૬ એસો પંચ નમુક્કારો—એ પાંચે નમસ્કારો.

૭ સવ્વ પાવપ્પણાસણો—સર્વ પાપનો વિનાશ કરનાર.

૮ મંગલાણં ચ સવ્વેસિં—અને સર્વ મંગલોમાં,

૯ પઢમં [2]હવઇ મંગલં—પ્રથમ મંગલ રૂપ છે.

---

૧ અર્થસહિત મોઢે કરવાનો પાઠ; આ નવકાર મહામંત્રને બરોબર સમજી પાઠ કરવાથી સર્વ જાતનાં દુઃખો નાશી જાય છે અને સર્વ પ્રકારનાં સુખો દોડી આવે છે.

૨ હોઈ મંગલં; શ્રી હેમચંદ્રાચાર્યકૃત અષ્ટાધ્યાયીમાં "હોઇ" અને "હવઇ" એવા "ભવતિ" ના બે આદેશ જણાવે છે. માટે એ બન્ને પ્રયોગો માગધીવ્યાકરણ પ્રમાણે ખરા છે.

## શ્રી [1]નવપદ

૧ **નમો અરિહંતાણં—શ્રીઅરિહંતપદને** નમસ્કાર.

૨ **નમો સિદ્ધાણં—શ્રીસિદ્ધપદને** નમસ્કાર.

૩ **નમો આયરિઆણં—શ્રીઆચાર્યપદને** નમસ્કાર.

૪ **નમો ઉવજ્ઝાયાણં—શ્રીઉપાધ્યાયપદને** નમસ્કાર.

૫ **નમો સાહૂણં—શ્રીસાધુપદને** નમસ્કાર.

૬ **નમો દંસણસ્સ—શ્રીદર્શનપદને** નમસ્કાર.

૭ **નમો નાણસ્સ—શ્રીજ્ઞાનપદને** નમસ્કાર.

૮ **નમો ચરિતસ્સ—શ્રી ચારિત્રપદને** નમસ્કાર.

૯ **નમો તવસ્સ—શ્રીતપપદને** નમસ્કાર.

---

૧ આ શ્રીનવપદમાં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણે પદોનો સમાવેશ થાય છે. દેવમાં પ્રથમના બે પદ એટલે શ્રીઅરિહંતપદ અને શ્રી સિદ્ધપદ, ગુરુમાં ત્રણ પદ એટલે શ્રીઆચાર્યપદ, શ્રીઉપાધ્યાયપદ, અને શ્રીસાધુપદ અને ધર્મમાં ચાર પદ એટલે શ્રીદર્શનપદ, શ્રીજ્ઞાનપદ, શ્રીચરિત્રપદ અને શ્રીતપપદ. આ નવપદના સમજપૂર્વક ધ્યાનથી શરીરના તમામ રોગ જાય છે અને સ્વરૂપ સુંદર બને છે, મન નિર્મળ થઈ જ્ઞાનસૂર્યનો ઉદય થાય છે. ધન, ધાન્ય, ઋદ્ધિ, સિદ્ધિ સર્વ આવી મળે છે, અને હૃદય પણ અંતે શુદ્ધ થઈ મુક્તિના અનંત સુખ શ્રીપાળમહારાજની પેઠે ધ્યાન કરનારનીપાસે દોડી આવે છે.

૨ દર્શનપદને સ્થાને પહેલું જ્ઞાનપદ અને પછી દર્શનપદ એવો ક્રમ શ્રી અંચલગચ્છવાળામાં ચાલે છે.

# જૈનમાર્ગ પ્રારંભ પોથી

## ભાગ ૧ લો.

## ખંડ ૧ લો.

## જૈનધર્મનાં સામાન્ય મૂળતત્ત્વો.

### પાઠ ૧. જીવ.

૧ આપણામાં જીવ છે, તેમજ જનાવરમાં પણ જીવ છે.
૨ મોટા હાથીમાં જીવ છે, તેમજ નાની કીડીમાં પણ જીવ છે.[1]
૩ જેને સુખ દુઃખની ખબર પડે તે જીવ.[2]

---

### પાઠ ૨. જીવ છે એમ શાથી જણાય ?

૧ જીવ હોય તોજ આપણા પગ હાલે-ચાલે.
૨ જીવ હોય તોજ આપણા હાથ આપે-લે.
૩ જીવ હોય તોજ આપણું મોઢું બોલે-હસે.
૪ જીવ હોય તોજ આપણું શરીર ઊઠે-બેસે.
૫ જીવ ન હોય તો પગ, હાથ, મોઢું અને શરીર કંઇ કરી શકતાં નથી.

---

### પાઠ ૩. જીવની સમજ.

૧ જીવ હોય તો જીભ ચાખે છે.
૨ જીવ હોય તો શરીરને લાગે છે.

---

૧ વનસ્પતિ વગેરેમાં જીવ છે એ વાત બીજા ભાગમાં આવશે. હાલ બાળકોને સ્થૂલ દાખલાથી સમજાવવું ઉચિત ધાર્યું છે.

૨ પ્રાણ ધારણ કરે તે પણ જીવ કહેવાય.

૩ જીવ હોય તો આંખ દેખે છે.
૪ જીવ હોય તો નાક સુંઘે છે.
૫ જીવ હોય તો કાન સાંભળે છે.
૬ જીવ હોય તો મન વિચારે છે.
૭ જીવ ન હોય તો જીભ ચાખે નહિ, શરીરને લાગે નહિ; આંખ દેખે નહિ, નાક સુંઘે નહિ, કાન સાંભળે નહિ અને મન વિચાર પણ નહિ કરે.

---

## પાઠ ૪. ભુંડાં કામ કયાં કયાં ?

૧ ગુસ્સો કરવો એ ભુંડું કામ છે.
૨ અહંકાર કરવો એ ભુંડું કામ છે.
૩ કપટ કરવું એ ભુંડું કામ છે.
૪ કંજુસાઇ કરવી એ ભુંડું કામ છે.
૫ અજ્ઞાન રહેવું એ ભુંડું કામ છે.
૬ ગાળો ભાંડવી એ ભુંડું કામ છે.

---

## પાઠ ૫. સારાં કામ કયાં કયાં ?

૧ ક્ષમા કરવી એ સારૂં કામ છે.
૨ નમ્રતા રાખવી એ સારૂં કામ છે.
૩ નિષ્કપટી થવું એ સારૂં કામ છે.
૪ ઉદાર થવું એ સારૂં કામ છે.
૫ જ્ઞાન ભણવું એ સારૂં કામ છે.
૬ રૂડા બોલ બોલવા એ સારૂં કામ છે.

---

## પાઠ ૬. કર્મનો બદલો.

૧ સારાં કામ કરીએ તો સારાં ફળ મળે.

૨ ભુંડાં કામ કરીયે તો ભુંડાં ફળ મળે.
૩ જેવું કરીએ તેવું પામિયે.

## પાઠ ૭. જીવ મેલો શાથી થાય છે !

૧ ગુસ્સો કરવાથી જીવ મેલો થાય છે.
૨ અહંકાર રાખવાથી જીવ મેલો થાય છે.
૩ કપટ કરવાથી જીવ મેલો થાય છે.
૪ લોભ કરવાથી જીવ મેલો થાય છે.
૫ અજ્ઞાન રહેવાથી જીવ મેલો થાય છે.

## પાઠ ૮. પવિત્ર શાથી થવાય છે ?

૧ ક્ષમા રાખવાથી ક્રોધ જઇ જીવથી પવિત્ર થવાય છે.
૨ નમ્રતા રાખવાથી અહંકાર જઇ જીવથી પવિત્ર થવાય છે.
૩ સરલતા રાખવાથી કપટ જઇ જીવથી પવિત્ર થવાય છે.
૪ સંતોષ રાખવાથી લોભ જઇ જીવથી પવિત્ર થવાય છે.
૫ જ્ઞાન ભણુવાથી અજ્ઞાન જઇ જીવથી પવિત્ર થવાય છે.
૬ દેવ, ગુરુ અને જ્ઞાનના દર્શનથી જીવથી પવિત્ર થવાય છે.

## પાઠ ૯. જીવની મલિનતા અને પવિત્રતા.

૧ પોતાનું અને પરનું ભુંડું ઇછવું; પોતાને અને પરને ગાળો ભાંડવી; પોતાનું અને પરનું બુરૂ કરવું એથી જીવ મેલો થાય છે.[1]

૨ પોતાનું અને બીજાનું ભલું ઇચ્છવું; પોતાને અને પરને માટે રૂડા બોલ બોલવા; અને પોતાનું તથા પરનું ભલું કરવું એથી જીવ પવિત્ર થાય છે.

૩ ગુસ્સો, અહંકાર, કપટ, લોભ અને અજ્ઞાન જીવને મેલો કરે છે.

---

૧ આ પાઠના આંતરહેતુ વિષે જીજ્ઞાસુએ પત્રદ્વારા અથવા સમક્ષમાં પૂછવું.

૪ ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, અને જ્ઞાનથી જીવ પવિત્ર થઇ રહે છે.

---

## પાઠ ૧૦. પરમેશ્વર કોને કહેવાય ?

૧ અઢાર દોષો રહિત થાય તે પરમેશ્વર કહેવાય.

૨ પૂર્ણ પવિત્ર જીવને પરમેશ્વર કહેવાય.

૩ જે સર્વ જાણે તે પરમેશ્વર ગણાય.

૪ સઘળાને અખંડ સુખનો માર્ગ દેખાડે તે પરમેશ્વર મનાય[1]

૫ પૂર્ણ પૂજવા યોગ્ય હોય તે પરમેશ્વર ગણાય.

---

## પાઠ ૧૧. પરમેશ્વર કેમ થવાય ?

૧ દોષો[2] દૂર કરવાથી પૂર્ણ પવિત્ર થઇ પરમેશ્વર થવાય ?

૨ પોતાનું અને જગતના સર્વ જીવનું ભલું ઇચ્છવાથી પરમેશ્વર થવાય.

૩ અજ્ઞાન દૂર કરી, પૂર્ણ જ્ઞાન પામી પરમેશ્વર થવાય.

૪ ગુસ્સો દૂર કરી પૂર્ણ ક્ષમા ધરવાથી પરમેશ્વર થવાય.

---

૧ આ પાઠના પહેલા, બીજા, ત્રીજા વાકયનો સંબંધ એવો છેકે, ઉપરના વાકયસહિત ગુણવાન મહાપુરુષ પરમેશ્વર ગણાતા જાય 'જેમકે બીજા વાકયપ્રમાણે સર્વજ્ઞ હોઇને બીજાને અખંડ સુખનો માર્ગ દેખાડે તે પરમેશ્વર કહેવાય. તેમજ ત્રીજાનો ચોથા સાથે પણ તેવો સંબંધ છે, એ વિચારવાન શિક્ષક સમજી શકશે.

૨ આત્મામાં દોષો માત્ર અઢાર છે અને ગુણો તો અસંખ્ય અને અનંત છે. વળી દોષો થોડી સ્થિતિવાળા છે અને ગુણો તો દોષો હોય ત્યાંસુધી ગુપ્ત અને પછી પ્રગટ થઈ સદા સર્વકાળ સ્વાભાવિક હોવાથી સાથે રહે છે. માટે શિક્ષકે બેધડક શીખવવું કે અજ્ઞાનરૂપી અંધકાર, આત્મજ્ઞાનરૂપી સૂર્ય ઉદય થતાંજ પલાયન થવા પામે છે; ક્ષમા દેખતાંજ ક્રોધ ડરી જાય છે. નમ્રતા થતાંજ માન મરી જાય છે; સરલતા રાખતાંજ માયાનો કાદવ ધોવાઈ જાય છે; અને સંતોષને દેખતાંજ ( કે નિજગુણનો લોભ વધતાંજ) લોભને ભાગવું પડે છે; વગેરે.

૫ અભિમાન દૂર કરી સર્વમાં સમભાવ રાખવાથી પરમેશ્વર થવાય.

૬ કપટ દૂર કરી, સરલ થઇ વર્તવાથી પરમેશ્વર થવાય.

૭ લોભ દૂર કરી, ઉદારતા રાખવાથી પરમેશ્વર થવાય.

## પાઠ ૧૨. ધર્મ[1] પાપનાં કામ.

૧ બચાવવું તે ધર્મ,[2] મારવું તે પાપ,

૨ સાચું તે ધર્મ, જુઠું તે પાપ.

૩ આપવું તે ધર્મ, ચોરવું તે પાપ.

૪ સારી ચાલ તે ધર્મ, બૂરી ચાલ તે પાપ.

૫ ઉદારતા તે ધર્મ, કંજુસાઇ તે પાપ.

## પાઠ ૧૩. ધર્મ પાપનાં ફલ.[3]

૧ ધર્મથી ધન મળે છે, પાપથી ગરીબાઇ આવે છે.

૨ ધર્મથી બુદ્ધિ ખીલે છે, પાપથી મૂર્ખ થવાય છે.

૩ ધર્મથી શરીર સારૂં થાય છે, પાપથી રોગ આવે છે.

૪ ધર્મથી મન શાંત રહે છે, પાપથી મનમાં ચિંતા થયા કરેછે.

૫ ધર્મ હિમતવાન કરે છે, પાપ બીકણ બનાવે છે.

## પાઠ ૧૪. ધર્મ અને પાપ.

૧ ધર્મ સારો છે, પાપ ભુંડું છે.

૨ ધર્મથી સુખ થાય છે, પાપથી દુઃખ થાય છે.

૩ ધર્મ તારે છે; પાપ ડુબાડે છે.

## પાઠ ૧૫. પુનર્જન્મ.

૧ એક ઠેકાણેથી મરણ પામી બીજે ઠેકાણે બીજા શરીરમાં જન્મવું તે પુનર્જન્મ છે.

---

૧ ધર્મ શબ્દનો અર્થ પુણ્ય એવા અર્થે અહીં વાપરવામાં આવ્યો છે. ૨ મરતાંને બચાવવું તે ધર્મ વગેરે ખુલાસાવાર વાક્ય જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ બીજામાં જોશો. ૩ પરિણામ.

૧ શરીર અને જીવ જુદો છે.[1]
૨ શરીર જન્મે—મરે છે.
૩ જીવ જન્મતો નથી—મરતો નથી.
૪ કર્મપ્રમાણે જન્મ—મરણ થાય છે.
૫ સારાં કર્મથી સારૂં શરીર મળે છે.
૬ નઠારાં કર્મથી નઠારૂં શરીર મળે છે.
૭ સારાં માઠાં કર્મથી જન્મ મરણ થયાં કરે છે.[2]

---

## પાઠ ૧૬. સ્વર્ગ—નરક

૧ આપણે ઘણાં સારાં કામ કરીએ તો સ્વર્ગે ચડીએ.
૨ આપણે ઘણાં માઠાં કામ કરીએ તો નરકમાં પડીએ.
૩ સ્વર્ગ ઊંચે છે અને ત્યાં દેવતા રહે છે.
૪ નરક નીચે છે; અને ત્યાં ઘણાં દુઃખી જીવો રહે છે.
૫ સ્વર્ગમાં ઘણું સુખ છે અને નરકમાં ઘણુ દુઃખ છે.

---

## પાઠ ૧૭. દુઃખ, સુખ અને અખંડ સુખ.

૧ નરકમાં ઘણું દુઃખ છે.
૨ સ્વર્ગમાં ઘણું સુખ છે.
૩ જનાવરમાં ઘણું કરીને ઘણું દુઃખ અને થોડું સુખ છે.
૪ મનુષ્યમાં ઘણું કરીને થોડું દુઃખ અને ઘણું સુખ છે.
૫ મોક્ષમાં અનંત અને અખંડ સુખ છે.

---

૧ શરીર અને જીવ કોઈ પ્રકારે એકરૂપ પણ છે, કારણ કે શરીરને થતાં દુઃખ સુખ જીવ વેદે પણ છે. પરંતુ એ શરીરમાં રહેલ જીવ જ્યારે દુઃખ વેદે છે, તેને પણ જે જ્ઞાનશક્તિ જાણી રહે છે, તે જ્ઞાનશક્તિ અથવા નિશ્ચય જીવ શરીરભાવથી જુદો છે. ૨ સારાં માઠાં કર્મથી એટલે પુણ્ય—પાપથી વારંવાર જન્મ લેવો પડે છે.

## પાઠ ૧૮. સુખ મળવાનાં સાધન ક્યાં છે?

૧ જનાવરના અવતારમાં[1] સુખ મળવાનાં સાધન થોડાં છે.
૨ માણુસના અવતારમાં સુખ મળવાનાં સાધન વધારે છે.
૩ સુખનું કારણુ જ્ઞાન અને સદાચાર[2] છે.
૪ દુઃખનું કારણુ અજ્ઞાનતા[3] અને દુરાચાર[4] છે.

---

## પાઠ ૧૯. મુક્તિ.

૧ જન્મ-મરણુ જેવાં કોઈ દુઃખ નથી.
૨ જન્મ-મરણુથી તદન છુટવું એ મુક્તિ છે.
૩ મુક્તિ મળવાનો માર્ગ ધર્મ છે.
૪ મુક્તિમાં દુઃખનો છાંટોએ[5] નથી,
અને સુખનો પાર પણુ નથી[6].
૫ મુક્તિ મનુષ્ય જન્મમાંથીજ મળે છે.

---

## પાઠ ૨૦. દયા.

૧ આપણુને જેમ સુખ વહાલું છે, તેમ સૌને સુખ વહાલું છે.
૨ આપણુને દુઃખ અળખામણું છે, તેમ સૌને દુઃખ અળખામણું છે.
૩ આપણુને કોઈ સુખ આપે તે ગમે છે, તેમ સૌને આપણે સુખ આપીએ તે તેને ગમેછે.
૪ આપણુ સૌને સુખ કરનારી દયા છે.
૫ સૌપર દયા રાખવી એ આપણો બધાનો મોટામાં મોટો ધર્મ છે.

---

૧ જન્મમાં; ભવમાં. ૨ સારી ચાલ; ભલું વર્તન. ૩ મૂર્ખાઈ. ૪ નઠારી ચાલ; ભુંડું વર્તન. ૫ કંઈપણુ; બિલકુલ. ૬ મુક્તિના સુખને અનંતઆનંદ કહેવું એ વધારે ઠીક છે.

## પાઠ ૨૧. જગત્ તે શું?

૧ જે સુખ દુઃખ જાણે તે જીવ.
૨ જે ચાલવા હાલવામાં મદદ કરે તે ધર્મ[1].
૩ જે સ્થિર રહેવામાં મદદ કરે તે અધર્મ[2].
૪ જે નવું જુનું કરે તે કાલ.
૫ જે બીજાને રહેવા જગા આપે તે આકાશ.
૬ જેને સ્પર્શ, રૂપ રસ, ગંધ અને વર્ણ[3] હોય તે પુદ્ગલ.
૭ જીવ, ધર્મ, અધર્મ, કાલ, આકાશ અને પુદ્ગલ એ છએનું સામટું નામ જગત છે.

---

## પાઠ ૨૨. વસ્તુ ખરેખરી જાણેલી-જોએલી કયારે કહેવાય? (હાથી વિષે.)

૭ આંધળા અને એક દેખતા વચ્ચે વાતચીત.

૩ આંધળો-હાથીના કાનને અડી કહે કે હાથી સુપડા જેવો છે.
૫ આંધળો-હાથીના પગને વળગી કહે કે હાથી થાંભલા જેવો છે.
૪ આંધળો-હાથીના પેટને વળગી કહે કે હાથી કોઠી જેવો છે.
૧ આંધળો-હાથીની પૂછડીને ઝાલી કહે કે હાથી લાકડી જેવો છે.
૬ આંધળો-હાથીની સુંઢને ઝાલી કહે કે હાથી સાંબેલા જેવો છે.
૨ આંધળો-હાથીના દાંતને ઝાલી કહે કે હાથી ભુંગળા જેવો છે.
૭ દેખતો-હાથીને આખો જોઇને કહે કે આ છએ આંધળાનું કહેવું ભેગું કરીયે ત્યારે હાથી જોયો કહેવાય.

---

૧ જેમ માછલામાં તરવાની શક્તિ છે પણ પાણીની મદદ વિના તરી શકે નહિ, તેમ આપણામાં ચાલવા હાલવાની શક્તિ છે પણ ધર્માસ્તિકાયની મદદ વિના ચલાય હલાય નહિ. વિશેષ સમજ ઉપરના પુસ્તકમાં આવશે. ૨ અધર્માસ્તિકાયની મદદવિના ઉભા—સ્થિર રહેવાય નહિ. ૩ રંગ.

સાર—તેમજ આ સાતમા દેખતા માણસની પેઠે એકજ વસ્તુને જુદી જુદી સર્વ રીતે તપાસ્યા પછી તે વસ્તુ જોયલી અને જાણેલી કહેવાય એવું જિનધર્મ શીખવે છે.

---

# ખંડ ૨ જો.

## સામાન્ય આચાર.

### પાઠ ૨૩. શરીરના આચાર.[1]

૧ દરરોજ નિયમસર વહેલું ઉઠવું.
૨ દરરોજ નિયમસર વહેલું સૂવું.
૩ દરરોજ નિયમસર દાતણ કરવું.
૪ દરરોજ નિયમસર નહાવું-ધોવું.
૫ દરરોજ નિયમસર ખાવું-પીવું.
૬ દરરોજ ખુલ્લી હવામાં થોડુંપણ ફરવું-હરવું.
૭ દરરોજ નિયમસર થોડુંપણ રમવું.
૮ દરરોજ નિયમસર ભણવું.
૯ દરરોજ ગુરુ મહારાજને નમવું.

---

### પાઠ ૨૪. મનના આચાર.[2]

૧ ગુરુ અને માબાપના કહ્યામાં રહેવું.
૨ મોટા ભાઈ-બેનને માન આપવું.
૩ સગાં વહાલાંમાં સંપે રહેવું.
૪ પોતાનો ધર્મ માનનાર સાથે સ્નેહ રાખવો.
૫ સર્વ માણસો સાથે મિત્રાઈ રાખવી.
૬ સર્વ જીવપર દયા રાખવી.
૭ બધા જીવો પ્રત્યે વિનયથી વર્તવું.

---

૧ સંસારનીતિ. ૨ હિતશિક્ષાનો રાસ ઇત્યાદિ પુસ્તકો ઉપરથી.

## પાઠ ૨૫. હૃદયના આચાર.[1]

૧ દરરોજ નવકાર ગણુવો.
૨ દરરોજ પ્રભુને સંભારવા.
૩ દરરોજ પ્રભુનાં દર્શન કરવાં.
૪ દરરોજ પ્રભુની પૂજા કરવી.
૫ દરરોજ ગુરુને વંદન કરવું.
૬ દરરોજ માબાપને નમવું.

---

## પાઠ ૨૬. સામાન્ય આચાર.

૧ રમવા વખતે રમવુંજ.
૨ ભણુવા વખતે ભણુવુંજ.
૩ કામ કરતી વખતે કામજ કરવું.
૪ વાંકા વળી બેસવું નહિ.
૫ વાંકા વળી ઊઠવું નહિ.
૬ વાંચતી બોલતી વખતે સીધા ઉભા રહેવું.
૭ મોટા માણુસને પ્રણુામ કરવા.
૮ મોટા બોલાવે તો "જી" કરી જવાબ આપવો.

---

# ખંડ ૩ જો.

## જૈન નીતિ.

## પાઠ ૨૭. નીતિ ભાગ ૧.

૧ જૂઠું બોલવું નહિ.
૨ આળસુ થવું નહિ.
૩ ચોરી કરવી નહિ.

---

૧ ધર્માચાર; શુદ્ધાચાર; અથવા અવશ્ય કરવાના આચાર.

## પાઠ ૨૮. નીતિ ભાગ ૨.

૧ સાચું બોલવું.
૨ મહેનતુ થવું.
૩ પ્રામાણિક રહેવું.

---

## પાઠ ૨૯. નીતિ ભાગ ૩.

૧ જુઠું ન બોલવાથી સાચું બોલાશે.
૨ આળસુ ન રહેવાથી મહેનતુ થવાશે.
૩ ચોરી ન કરવાથી પ્રામાણિક[૧] રહેવાશે.

---

## પાઠ ૩૦. નીતિ ભાગ ૪.

૧ દરરોજ નિશાળે જવું.
૨ દરરોજ નવું શીખવું.
૩ દરરોજ શીખેલું સંભારવું.
૪ દરરોજ શીખવાની વસ્તુઓ સંભાળી રાખવી.

---

## પાઠ ૩૧ નીતિ ભાગ ૫.

૧ ગાળ્યા વિના પાણી પીવું નહિ.
૨ વિચાર્યા વિના વચન બોલવું નહિ.
૩ જોયા વિના આગળ પગ મૂકવો નહિ.
૪ વગર વિચાર્યે કામ કરવું નહિ.

---

## પાઠ ૩૨. નીતિ ભાગ ૬.

૧ ગુસ્સો કરવો નહિ.
૨ ખોટી હઠ કરવી નહિ.
૩ અતિ લોભ કરવો નહિ.
૪ કોઇને હલકા ગણવા નહિ.

---

૧ પ્રામાણિક શબ્દ શિક્ષકે સમજાવવો.

## પાઠ ૩૩. નીતિ ભાગ ૨.

૧ માફી માગવાથી ગુસ્સો જાય છે.
૨ સરળ રહેવાથી ખોટી હઠ જાય છે.
૩ સંતોષ રાખવાથી લોભ ઓછો થાય છે.
૪ નમનતાઈ રાખવાથી અભિમાન જાય છે.

---

## પાઠ ૩૪. સારૂં, માઠું અને ખરૂં દેખનારા.[1]

૧ સારૂં દેખનારા ચક્રવાકની[2] પેઠે બધું સારૂં દેખે છે.
૨ માઠું દેખનારા ઘુવડની[3] પેઠે બધું માઠું દેખે છે.
૩ ખરૂં દેખનારા હંસની[4] પેઠે જગત્માં જેટલું સારૂં છે તેટલાને સારૂં અને માઠું છે તેટલાને માઠું દેખી-જાણી સારાને ગ્રહણ કરે છે.

---

## પાઠ ૩૫. પોતાના અને બીજાના ગુણ-અવગુણ.

૧ પોતાના દોષ અને બીજાના ગુણ કહેવા એ સારૂં ગણાય છે.
૨ પોતાના ગુણ અને બીજાના દોષ પ્રકાશવા એ બુરૂં ગણાય છે.
૩ પોતામાં કે બીજામાં દોષો જણાય ત્યારે દોષો જાણવા એ વ્યાજબી છે.
૪ પોતાના કે બીજાના ગુણો જણાય ત્યારે ગુણો દેખવા એ પણ વ્યાજબી છે.

---

૧ ગુણદષ્ટિ, દોષદષ્ટિ, અને યથાર્થદષ્ટિ એમ ત્રણ પ્રકાર માણસોમાં દેખાય છે. ગુણદષ્ટિ ગુણજ દેખે છે અને દોષદષ્ટિ દોષોજ; પરંતુ જીવમાત્રની કરુણાથી જેનું હૃદય પવિત્ર થયું છે, અને પ્રમોદથી ઉલ્લસિત થયું છે તેવા યથાર્થદષ્ટિ ગુણદોષ ઉભયને દેખી, ગુણોનું અનુમોદન કરે છે. અને દોષો દેખી, દોષવાન્પર કરુણા કરે છે. વળી યથાર્થદષ્ટિ ગુણ-દોષ એ ઉભયને દેખી ગુણનું ગ્રહણ કરે છે.
2 skylark. 3 owl. 4 swan.

# ખંડ ૪ થો.

## પાઠ ૩૬ જિનધર્મ.

૧ જિન એટલે રાગ—દ્વેષ અને મોહને સમ્પૂર્ણ જીતનાર ભગવાન્.
૨ જિન ભગવાન્નો ઉપદેશેલો ધર્મ તે જિનધર્મ.
૩ જિન ભગવાન્ સત્ય, પ્રિય અને હિતકારક વચનથી ઉપદેશ આપે છે.
૪ જિનધર્મ એક વસ્તુને અનેક રીતે જોતાં શીખવે છે માટે સત્ય છે.
૫ જિનધર્મ અનંતસુખનો માર્ગ દેખાડે છે, માટે જગતને પ્રિય છે.
૬ જિનધર્મ સર્વ દુઃખને મટાડવાનો માર્ગ દેખાડે છે, માટે જગતને હિતકારી છે.
૭ જિનધર્મનું મૂળ સર્વ જીવપર દયા રાખવી એ છે.

---

## (લાલન દૃષ્ટાંતમાળા—પુષ્પ ૧ લું).

### શ્રી વીરબાળકો તમારે કોના જેવા થવું છે?

એક વખતે એક મેહેતાજીએ પોતાના ત્રણ નિશાળીઆઓની પરીક્ષા લીધી. ત્રણે જણને લોટના ખોટા કૂકડા બનાવીને આપ્યા, અને કહ્યું કે આ કૂકડાઓને લઈને જંગલમાં જુદી જુદી બાજુએ તમે જજો. ત્યાં જઈને કોઈ ન દેખે ત્યાં તેને મારી નાખજો. હવે એક છોકરાએ એક ખાડમાં જઈ જોયું કે અહીંઆં કોઈ દેખતું નથી. આમ ધારી તેણે તેને મારી નાખ્યો. પછી મેહેતાજીપાસે આવી કહ્યું કે તમારા કહેવા પ્રમાણે મારી લાવ્યો છું. બીજા છોકરાએ એક ઝાડપાસે આવી આસપાસ જોયું તો કોઈ દેખાયું નહિ. જેવો કૂકડાને તે મારવા જાય છે કે તરત તેના મનમાં વિચાર આવ્યો કે મેહેતાજીએ કહ્યું છે કે કોઈ ન દેખે ત્યાં મારવો, અને આ કૂકડો તો દેખે છે માટે એની આંખે રૂમાલ બાંધી મારી નાખું. પછી તે પ્રમાણે કરી કૂકડાને મારી મેહે-

તાજી પાસે લઈ ગયો અને કહ્યું કે, જ્યારે હું આ કૂકડાને મારતો હતો ત્યારે બીજું તો કોઈ નહીં દેખતું હતું, પણ આ કૂકડો દેખે છે એવું જાણી એની આંખે પાટો બાંધી મારી લાવ્યો.

ત્રીજો નિશાળીઓ એક ટેકરાપર ચડી જેવારે કૂકડાને મારવા જતો હતો તેવારે તેને વિચાર આવ્યો કે મેહેતાજીએ તો કહ્યું છે કે કૂકડાને કોઇ ન દેખે ત્યાં મારવો, અને અહીં તો આ કૂકડો દેખે છે, હું દેખું છું, આ આકાશમાં ઉડતા પંખીઓ દેખે છે, એટલુંજ નહિ પણ મેહેતાજીએ તો એવું પણ શીખવ્યું છે કે **ભગવાન** સર્વ ઠેકાણે દેખે છે, તો એવું ઠેકાણું કોઈપણ ન હોય કે જ્યાં કોઈ કૂકડાને ન દેખે. આમ વિચારી કૂકડાને માર્યા વગર મેહેતાજીપાસે આવી કહ્યું કે એવી કોઈ જગા નથી કે જ્યાં કોઈ ન દેખે, ને તમે તો કહ્યું હતું કે કૂકડાને કોઇ ન દેખે ત્યાં મારજો. માટે માર્યા વગર પાછો લાવ્યો છું.

**વહાલા વીરબાળકો,** આ ત્રણ છોકરામાંથી પેહેલે નંબરે, બીજે નંબરે, કોણ પાસ થયો અને ત્રીજે નંબરે કોણ પાસ થયો તે કહો અને તમારે કોના જેવું થવું છે ?

---

શિષ્યો અને શિક્ષકનું કલ્યાણ હો.

## આપણા મુનિરાજો શું કહે છે?

### જગન્મિત્ર!

મી. ફતેચંદ કપૂરચંદ લાલનને જણાવવાનું કે તમારી ત્રણે બુકો પહેલાથી છેલ્લા સુધી વાંચી જોઈ છે. અને અભ્યાસ પૂર્વક વાંચી જોતાં જણાવવાને અત્યાનંદ થાય છે કે તેમાં જિનાગમ પ્રમાણે શૈલી સંબંધી કોઇ પણ ભૂલ નથી. જિનાગમને મળતીજ બધી વ્યાખ્યા ઓ છે, અને ધારૂંછું કે સર્વોપયોગી થઈ પડશે. વિશેષ અભિપ્રાય માશિકમાં પ્રકાશિત થયેલ જોશો.—**વીરનો લઘુતમ પુત્ર નાનચંદ યતિ** તા. ૨૫-૯-૦૬ મુંબાઈ.

---

સંવત ૧૯૬૨ ભાદરપદ કૃષ્ણ. ૯ બુધવાર.

**યશોવિજયપાઠશાળા** બનારસ—સન્મિત્ર લાલન યોગ.

અભિપ્રાય અર્થે મોકલેલા ત્રણે પુસ્તક પહોંચ્યાં. તે ત્રણે પુસ્તક આદિઅંત વાંચી ગયો છું. તેમાં જૈન માર્ગ પ્રવેશિકામાં ખાસ કેટલેક સ્થળે મને સુધારવા યોગ્ય જણાયું તે સુધારી આ સ્થળે પાછું મોકલ્યું છે. એટલામાટે કે તે સ્થળ સાથે બરાબર લક્ષમાં લઈ જરૂર જણાય તો સૂધારી લેવા અનુકુલ પડે જો કે મેં કંઈ મહત્વનો સૂધારો કર્યો નથી તોપણ તે તે સ્થળે તેટલો સુધારો કરવો. તમારા કે બીજા સાક્ષરોને ધ્યાનમાં આવે તો તે તે સ્થળ જોઈ વિચારી ધ્યાનમાં લેશો—મોકલેલ પુસ્તક સંબંધી મારો અભિપ્રાય નીચે મુજબ છે.

મી૦ **લાલન**કૃત જૈનમાર્ગ પ્રારંભ પોથી નંબર ૧–૨ તથા જૈનમાર્ગ પ્રવેશિકા નંબર ૧ નો ક્રમ કોઈપણ જૈન જેવા આસ્તિક ધર્મની તાલીમ લેવાના ખપી જીવને બહુ સુગમ પડશે એમ મારૂં માનવું છે. તેમજ આ પુસ્તક સરળ આશયથી રચાયેલું હોવાથી બાળકોના હૃદય ઉપર સારી છાપ પાડશે. બાળકોને પ્રથમથીજ ધર્મ શિક્ષણ લેતાં સામાન્યથી જોઈએ તેવું સાદી—સરલ ભાષામાં આ પુસ્તકદ્વારા અપાએલું હોવાથી જ્યાંસુધી આપણી માનવંતી કોનફરન્સ

પોતાની જૈન સીરીઝ સંબંધી ઠરાવ મુજબ સીરીઝ બુક તરીકે પસંદગી આવા પુસ્તકને આપવા મંજુર કરે ત્યાંસુધી પણ પ્રત્યેક જૈનશાળા કે વિદ્યાશાળામાં અભ્યાસ કરતાં જૈન બાળક કે બાળીકાઓને આ પુસ્તક ક્રમસર મક્કમપણે સારા અનુભવી અધ્યાપકદ્વારા ચલાવવાથી સારો લાભ મેળવી શકાશે. **લી० સન્મિત્ર કર્પૂરવિજયતરફથી.**

---

મુ. સુરતથી લી. **મુનિકેશરવિજયાદિ.**—

પંડિત ફ. ક. લાલન મહાશય યોગ્ય ધર્મ લાભ જૈનમાર્ગ પ્રારંભ પોથીના બે ભાગ મળ્યા–વાંચ્યા–ખુશી થવા જેવું છે. આવાં પુસ્તકોની જરૂર છે. વખત જતાં ઉપયોગીની સાથે પ્રખ્યાતિ પામશે. બાળકોને નીતિની જરૂર પ્રથમ છે તે સાથે લીધેલ હોવાથી આ પુસ્તકો સંસારિક અને ધાર્મિક સુધારણાથી બેઉ સ્થળે ઉન્નતિના હેતુ ભૂત થશે. માર્ગાનુસારીના પાંત્રીશ ગુણો યોગશાસ્ત્ર ધર્મબીંદુ વિગેરેથી લઇ સારી રીતે નીતિને ગોઠવશો. ન્યુનતા આજકાલ એ જ છે કે નીતિજ્ઞાન વિના ધર્મજ્ઞાન અપાય છે અને તેથી તે ફળીભુત થતું નથી. તમારો પ્રયાસ સ્તુતિપાત્ર છે * * * **મુનિ કેશરવિજય વગેરે વગેરે.**

---

જૈનમાર્ગ પ્રવેશિકા તથા જૈનમાર્ગ પ્રારંભપોથી એ બે બુકો પોંહચી. * * * * *

તત્ સંબંધીનો તુર્ત ઉદ્‌ગાર=ગ્રંથકારનો આશય ખરેખર ઉંચ પ્રકારનો છે આવી બુકો જૈનશાળામાં ચલાવવી યોગ્ય છે. આવા પુસ્તકોની આવશ્યકતા હતી, જેને આપ સરખા નિસ્વાર્થી પંડિતજીએ વધાવી લીધેલી જોઈ પરમાનંદ વ્યાપી રહ્યો છે. આવા હિતકાર્ય માટે શુદ્ધ અંત:કરણથી ધન્યવાદ આપુંછું. ઇત્યલમ્ વિશેષો અવકાશે. દસ્કત **પોતાના મુનિ શ્રી મણિવિજયજી** નિકોરા સ્ટેશન ચમારગામ ચકલામાં બાપુલાલ અમરચંદને ત્યાં.

---

# જૈનમાર્ગ પ્રારંભપોથી, ભાગ ૧–૨–તથા જૈનમાર્ગ પ્રવેશિકા માટે આપણા માસિકો શું કહે છે?

જૈનમાર્ગ પ્રારંભપોથી—જામનગરના રહીશ, અમેરિકામાં જૈન-ધર્મપર ભાષણો આપી પ્રસિદ્ધ થયેલા, સરળ શુદ્ધ બ્રહ્મચારી પંડિત ફતેચંદ કર્પૂરચંદ લાલનકૃત આ પુસ્તક—ભાગ ૧ લો—માત્ર ૧૬ પાનાનું છે. પણ અંદરનું લખાણ એટલું સહેલું અને ટુંકું છે કે બાળકોને માટે તો તે બહુજ ઉત્તમ પુસ્તક છે. કિમ્મત માત્ર એક આનો છે. ઉપોદ્ઘાત બહુજ ઉત્તમરીતે લખાયો છે. વચન અને કાયા એ બંને ઘણે ભાગે એક સરખાં વર્તતા પુરૂષનું હૃદય બહુ સરળ ભાવે વર્તે છે, અને તેવા સરલ હૃદયનું લખાણ અતિ બોધદાયક છે. ધર્મની વ્યાખ્યા બહુ ઉત્તમ છે, સર્વ ધર્મોપર કઈ કઈ ભાવનાથી જોવું તે બહુ સ્પષ્ટ દર્શાવ્યું છે. પહેલાં ધર્મની ખૂબી બતાવવા યત્ન થયો છે, પછી સ્વ-ધર્મની ખૂબી બતાવવા યત્ન કર્યો છે. મી૦ લાલન આશાદર્શી છે, તેથી તેમના કોઇ કોઇ વિચારો આપણને અશક્ય લાગે, પરંતુ તે કહેનાર હૃદય ખરેખરૂં બોલનારૂં છે—લાગે તેવું બોલનારૂં છે. જૈન બાળકોને બીજા ધર્મોપર સમભાવ રહે અને પ્રશસ્ત રાગ ઉત્પન્ન થાય એવી રીતેજ પુસ્તક લખવામાં આવ્યું છે. પરિભાષાને કેવી રીતે સહેલી બનાવવી તેનો પણ એક નમુનો સરસ આપ્યો છે, દાખલા તરીકે અઢાર પાપસ્થાનકમાં માયાનો અર્થ શું હશે તે વિષે, પ્રતિક્રમણ ઘણી વખતે કરી ગયેલા માણસો પણ શંકામાં હોય છે. તેને બદલે કપટ જેવો સાદો શબ્દ બાળકપણ જલદી સમજી શકે. આ નીચલા શબ્દો સમજમાં લેવા લાયક છે. "વ્યવહાર જ્ઞાન પુખ્ત ઉમરની અપેક્ષા રાખે છે, અને તત્વજ્ઞાન તેથી વિશેષ પુખ્ત ઉમરની અપેક્ષા રાખે છે, તથાપિ ધર્મજ્ઞાનતો બાળજીવનની અપેક્ષા રાખી રહેલું છે." આ પુસ્તકના ચાર ખંડ કરવામાં આવ્યા છે. આ પ્રથમ-ભાગમાં—પ્રથમ ખંડમાં ધર્મના સામાન્ય તત્વનું જ્ઞાન છે, બીજા ખંડમાં ધર્મજ્ઞાન પૂર્વક વિધિ-ક્રિયા અને આચાર, ત્રીજામાં ધર્મનીતિ તથા ચોથામાં સામાન્ય જ્ઞાન વિષે લખવામાં આવેલું છે. આ પ્રથમ ભાગમાં ચારે ખંડના ૩૩ પાઠ છે, તેની અનુક્રમણિકા આપી હોત તો

વધારે સરલતા વાચકને જણાત. પાઠોના મથાળા બહુજ સહેલા, સાદા અને ગંભીર વિષયો વિષે રાખવામાં આવ્યા છે. જીવ, જીવ શાથી છે એમ જણાય, જીવની સમજ, કર્મનો બદલો, ભૂંડાં કામ કયાં કયાં, સારાં કામ કયાં કયાં, જીવ મલિન અને પવિત્ર શાથી થાય છે, પરમેશ્વર અને જગત્, ધર્મપાપનાં કામ અને તેનાં ફળ, પુનર્જન્મ, સ્વર્ગનર્ક, જનાવર અને મનુષ્ય, દુઃખસુખ અને અખંડ સુખ, મુક્તિ, દયા, વસ્તુજ્ઞાન, શરીર, મન, હૃદય અને સામાન્ય આચાર, નીતિના સાત ભાગો, અને જૈનધર્મ એ સર્વ પાઠો મનનને લાયક છે. પુસ્તક દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. શ્રીમાનો બાળકોને આવા પુસ્તકોની લહાણી કરી શકે."—**જૈન કોનફરન્સ હેરેલ્ડ જાન્યુઆરી ૧૯૦૬.**

"જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ બીજો—આ ચોવીશ પાનાનું નાનકડું પુસ્તક વિદ્વાન્ યોજક લાલન તરફથી દોઢ આનાની નજીવી કિંમતમાં પ્રસિદ્ધ થયે થોડોક વખત થયો છે. અમને તો ખરા હૃદયથી લાગે છે કે લાલનનું કામ બહુ ઉચ્ચ પ્રતિનું છે. અત્રેની બાબુ પન્નાલાલ જૈન હાયસ્કુલમાં ઉપરનાં ધોરણોમાં આ પુસ્તક યોજક પોતેજ ચલાવે છે, અને પરિણામ ઉચ્ચ આવે એમાં સંદેહજ શો ? ઇંગ્રેજીમાં જેમ પ્રાઇમર અને તેની પછી ક્રમવાર નંબરો હોય છે, તેમ આ યોજકે પણ બે પ્રાઈમરો અને તે પછીની પાંચ ચોપડીઓ મેટ્રીકનો અભ્યાસ પૂર્ણ થતાં સૂધી કરી શકાય તેવી તૈયારી કરી છે. એક પુસ્તકનું રીવ્યુ આ માસિકમાં આગળ લેવાઈ ગયું છે. જૈનધર્મ સંબંધી જ્ઞાનના ખાસ ઉપયોગી મૂળતત્વોને દેશકાળની પદ્ધતિમાં ગોઠવી વિદ્યાર્થીઓના હૃદયમાં સુગમતાથી સ્થાપિત કરવા એ કામ અતિ મુશ્કેલ અને ખાસ ધાર્મિક શિક્ષણનીજ લાઈન અનુસરનાર યોજક જેવા વિરલ બંધુઓજ કરી શકે એવું છે. શિક્ષણ બે પ્રકારનું છે, બોધક અને શોધક. ઇંગ્રેજીમાં Exercises આપીને જે જે શૈલીથી લાભ થાય છે તેવો લાભ થવા પ્રારંભ પોથીથી આશા રખાય છે. કારણ કે પહેલાં પાઠો આપેલા છે, અને નીચે છોકરાઓ તે સમજી શક્યા છે કે કેમ, તે તપાસવા પ્રશ્ન પાઠો આપ્યા છે. આ શૈલી અતિ ઇષ્ટ છે. વીશે વીશ બોધપાઠ અતિ ઉપયોગી છે, જે હેતુથી પુસ્તક લખવામાં આવ્યું છે તે સફળ કરનારા, અને સહેલી ભાષામાં લખાયલા છે. ધર્મ અને પાપ, શ્રીતીર્થંકર,

**સૂત્રો, કર્મનો કાયદો, જન્મ મૃત્યુ, જીવ અને કર્મ, સ્વર્ગ, નરક, મુક્તિ, આચાર, શ્રદ્ધા, શ્રાવક, દેવગુરૂ, ધર્મ, નીતિ અને છેવટે સંસાર કેવો છે એ તથા પુસ્તકમાંના સર્વ એકે એક ઉપયોગી પાઠો છે. શિક્ષકોએ જેમ બને તેમ બાળકોને સમજાવવા પ્રયત્ન કરવા જેવું છે. ધર્મનાં દરેક અંગને યોજકે બહુ સારો ઈન્સાફ આપ્યો છે'—જૈન કોનફરન્સ હેરેલ્ડ આગષ્ટ ૧૯૦૬**

---

"જૈન માર્ગ પ્રવેશિકા અને જૈન માર્ગ પ્રારંભ પોથી ભાગ–૨. યોજક પંડિત લાલન.

ધર્મ, પ્રમાણગ્રન્થ, ઈશ્વર, ગુરૂ, આત્મા, કર્મ, સ્વર્ગ, નર્ક, મુક્તિ, સત્કર્મ, પરોપકાર, સામાન્ય આચાર, વ્યસનત્યાગ, નીતિ, ફરજો વિગેરેના સંબંધમાં સામાન્ય જ્ઞાન આપનાર સહેલી અને બાળકોથી સમજી શકાય એવી ભાષામાં લખાયલાં ઉપરનાં પુસ્તકોની પહોંચ સ્વીકારતાં અમને આનંદ થાય છે. નાના બાળકોને બાલ્યાવસ્થામાં ધર્મનું જ્ઞાન કેવી રીતે આપવું, તેમના મનમાં ધર્મનાં સિદ્ધાંતો કેવી રીતે દાખલ કરવાં, તેમની ભવિષ્યની શ્રદ્ધા કેવી રીતે અચળ રહે અને તે ધર્મના મૂળતત્ત્વો કુમળા મગજમાં વગર મુસ્કેલીએ કેવી રીતે દૃઢ થાય, તેનો પૂર્ણ ખ્યાલ કર્યા પછીજ ઉત્તમ રૂપમાં કર્ત્તાએ ઉપલા પુતસ્કો બહાર પાડ્યા છે, એમ એ પુસ્તકોનો અભ્યાસ કર્ત્તાં તરતજ માલમ પડે છે. જીવ, જીવની હસ્તી, જીવની સમજ, સારાં કામ, ભુંડાં કામ, કર્મ, જીવની મલિનતા, જીવની પવિત્રતા, પરમેશ્વર, પાપના કામ, પાપનાં ફળ, પુનર્જન્મ, દુઃખ, સુખ, મુક્તિ, દયા વગેરેના જે પાઠો પ્રારંભપોથીમાં નજરે પડે છે તે એવી તો સહેલી ભાષામાં છે કે તે બાળકો માટે ઘણાજ ઉપયોગી થઈ પડે એવા છે. પ્રારંભપોથીના બીજા ભાગમાં પહેલા ભાગમાં ટુંકમાં વર્ણવેલી બાબતો વધુ વિસ્તારથી આપીને જૈનધર્મનું જ્ઞાન કુમળા મગજમાં ઠશી શકે એવી યોજનાથી પાઠોની રચના કરવામાં આવી છે.

આ પુસ્તકમાં પ્રથમ ધર્મનું સામાન્ય જ્ઞાન આપી પછી વિશેષ જ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે." જે વગર શકે કુમળા મગજના બાળકો માટે ઘણુજ ઉપયોગી થઇ પડે એમછે અને તેનો ઉપયોગ દરેક જૈ-

નશાળામાં થાય એવું અમે ઈચ્છીએ છીએ અમારી ખાત્રી છે કે તેમાં-જૈન શૈલી બરોબર સચવાઈછે." જૈન વિવેક પ્રકાશ—આશ્વિન ૧૯૬૨.

---

## વિદ્વાનો જૈનમાર્ગ સીરીઝ સંબંધે શું કહે છે?

આ જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ ૨ જો કે જેમાં સરવાળે ૨૦ પાઠો છે. જેનું અવલોકન કરતાં મને તેમાં શાસ્ત્રની વિરૂદ્ધ કાંઈ માલુમ પડ્યું નથી. પાઠો સરળ અને સમજાય તેવા છે. ભાષા મીઠી અને સારી છે, પણ અઘરી છે. હજુ સહેલી ભાષા થવાની જરૂર વિચારવી ઘટે છે. આ ચોપડી ગુજરાતી ત્રીજી ચોપડીના વિદ્યાર્થી સમજી શકે તેટલી સેહલી થવી જોઇએ.

આપણે સમજી શકીએ અને સેહલું ધારીએ તે બાળકો ન સમજી શકે અને તેને અઘરૂ ભાસે * * * * આપે પ્રજામત વાકચાતુરીથી જેવી રીતે આપની તરફ ખેંચી લીધું છે તેવી રીતે લેખનપદ્ધતિથી પણ ખેંચી લેવું ઘટીત છે એટલે શરૂઆતના પુસ્તકમાં તકરારી શિક્ષણ ન આવવાની ખાસ સંભાળ લેવી ઘટે છે "પાઠ ૧૬ મો પ્રભુના વેણને શ્રદ્ધા પૂર્વક શ્રવણ કરે તે શ્રાવક કેહવાય" આ હેતુ યોગ્ય છે પણ તેથી કેટલાએક શ્રાવક નાખુશ થવા સંભવ છે અને ( એથી પારસી માણેકજીના દાખલાનો ભાસ પણ થઈ જાય * * * * * મૂર્તિપૂજા વિષે કાંઈપણ ઈસારો નથી એ તદન અવાસ્તવિક છે * * સેહલી કવિતાઓ સ્તુતિરૂપમાં અને બીજા રૂપમાં દાખલ કરવાનું ધ્યાનમાં આવે તો બહુ યોગ્ય થશે. ૨૦ પાઠને બદલે ૩૦–૩૨ પાઠ થવા જોઈએ. આ બુક બાર માસ ચલાવવાનો ખ્યાલ રાખશો તો તે પૂરતી નથી. * * * * * * *

---

**જૈનમાર્ગ પ્રારંભ પોથી ભાગ ૨ મેં વાંચી જોયો, તેમાં શાસ્ત્ર** વિરૂદ્ધ કાંઈ નથી. પાઠો સરળ અને સમજાય તેવા છે. ભાષા મીઠી અને સારી છે અને આ ચોપડી આપણી જૈનશાળાઓમાં ચલાવવા યોગ્ય છે. **શાહ નારાણજી અમરસિંહના જય જીનેંદ્ર વાંચશો વઢવાણ શેહર તા. ૯-૨-૦૬ જાવક નંબર ૨૬૮૬.**

---

આપના તરફથી જૈનમાર્ગ પ્રારંભપોથી તથા જૈનમાર્ગ પ્રવેશિકા નં. ૧ તથા કોરી કોપી બુક નં. ૧ સુધારા વધારાની સૂચના અભિપ્રાય માટે આવ્યાં તે પહોંચ્યા. જવાબમાં લખવાનું કે—ઇંગલીશ ભણનારાઓને તેના વ્યવહારિક જ્ઞાન સાથે સરલતાથી ધાર્મિક જ્ઞાન મળે એ હેતુએ આ વાંચનમાળા બનાવી છે. હેતુ તમારો બરાબર છે. આ રસ્તે ચાલવાથી સારો લાભ થશે.

ગ્રંથ તપાસતાં જે કંઈ અશુદ્ધ લાગ્યું તે બુકમાં જ સુધારેલ છે. આવી બુકો ગુજરાતી અને ઇંગ્રેજી સીરીઝોની માફક તદ્દન શુદ્ધ હોવી જોઇએ. શ્વેતવસ્ત્રમાં એકપણ ડાઘ હોય તેપણ દુષણ ગણાય. * * * * *
લી० **આપનો વલ્લભ હાવા શાહ આસિસ્ટંટ સેક્રેટરી શ્રી મહ યશોવિજયજી જૈન પાઠશાળા મેસાણા શેઠ વેણીચંદ શુરચંદની વતી.**

---

મુંબઈ તા. ૨૮-૧૦-૬ કાર્તિક શુદ ૧૧ રવિ. ૧૯૬૩.

ભાઇ શ્રી લાલન.

"આપની તરફથી પ્રારંભ પોથીના બે ભાગ તથા પ્રવેશિકા ૫ હોચી મને તો વાંચી સંતોષ થયો. હ.લના જમના પ્રમાણે ઉછરતી પ્રજાને આ ચોપડીઓ બહુ સારો ફાયદો કરશે; અમે બાળવયથી તેઓના હૃદયમાં નીતિ અને ધર્મના તત્વોના બીજ રોપાશે તમારા આ પ્રયત્ન ઘણો સ્તુત્ય છે અને આગળ શરૂ રાખશે, ભાષા જેમ બને તેમ સરલ અને સમજાય તેવીજ વાપરવા ધ્યાન આપશો એજ.

**લા. અમરચંદ ઘેલાભાઇના સવિનય પ્રણામ.**

---

**મ્યુનિસીપલ સ્કૂલોના સુપરિન્ટેન્ડન્ટ મી. એન. જી. વેલીંકર.**
**B. A. L. L. B. M. A.**

**Office of the Superintendent Municipal Schools**

BHULESHWAR MARKET,
*Bombay 28th June 1906.*

MY DEAR MR. LALAN,

It was very kind of you to send me your જૈનમાર્ગ પ્રવેશિકા and જૈનમાર્ગ પ્રારંભપોથી.

Both of them seem to be well arranged & expressed in simple yet effective language and I am not at all surprised that they are being widely used among your people.

Wishing your books increasing success.

I am yours sincerely.

**( એન. જી. વેલીંકર તરફથી. )**

---

## વર્તમાનપત્રો શું કહે છે ?

વર્તમાનપત્રો જેવાં કે મુંબઈ સમાચાર, જૈન, જૈનવિજય વગેરે-એ પણ આ સીરીઝની એકે અવાજે પ્રશંસા કરી છે. જેઓ વાંચતા હશે તેઓને સારીરીતે જાણીતું હશેજ.

આવેલી સૂચનાઓ, સુધારાઓ-વધારાઓ, ઘટારાઓનો ઉહાપોહ કરી યથાયોગ્ય ઠીક લાગ્યું તેટલો ફેરફાર કર્યો છે.

**લા. વીરના લઘુતમ તનય લાલન.**

---

**જૈનમાર્ગપ્રવેશિકા. નં. ૨ જો. સાર્થમુખપાઠ. કિંમત ૪ આના.**

| | |
|---|---|
| ૧ સમય | જીવસંબંધી વિચાર, કર્મનું સામાન્ય સ્વરૂપ, પરમેશ્વરની સ્તુતિ, ષડ્દ્રવ્યની હકીકત, પુણ્ય, પાપ, આશ્રવ, સંવરબંધ નિર્જરા અને મોક્ષનું સ્વરૂપ એમ એકંદર નવતત્ત્વના વર્ણનના પાઠો. |
| ૨ આચાર | સમ્યકત્વનું સ્વરૂપ, જ્ઞાનદર્શનસંબંધી આચાર, જિનપૂજા, ગુરૂસેવા, શાસ્ત્રશ્રવણ, દાન, સાધર્મિવાત્સલ્ય, યાત્રા અને પ્રભાવનાસંબંધી પાઠો. |
| ૩ નીતિ | નીતિવિવેચન, માર્ગાનુસારીના ગુણ, શ્રાવકધર્મની યોગ્યતાના ૨૧ ગુણ, નીતિના વિષયોનો સાર, દઢનિશ્ચય, નીતિનો કાયદો, નીતિ અને ધર્મવચ્ચે સરખામણી, તેમનો અરસપરસ સંબંધ, નીતિના વિભાગ અને વ્યસનત્યાગના પાઠો. |

**જૈનમાર્ગપ્રવેશિકા નં. ૩ જો. સાર્થમુખપાઠ. કિંમત ૬ આના.**

| | |
|---|---|
| ૧ સમય | કર્મસંબંધી વિશેષ હકીકત. ( જીવ જ કર્તા છે, કર્મથીજ જગતની વિચિત્રતા છે, કર્મસંબંધે જૈનની ઉત્તમ શોધ ) ધર્મના મુખ્ય વિભાગ, જ્ઞાનદર્શનનું સ્વરૂપ, શ્રુતજ્ઞાનનું વિશેષ ધ્યાન, પિસ્તાલીશ આગમો; આઠ કર્મની પ્રકૃતિઓ, કર્મબંધના હેતુઓ, બંધ–ઉદય–ઉદીરણા અને સત્તાનું સ્વરૂપ, એ વિષયોના પાઠો. |
| ૨ આચાર | શ્રાવકનાં બાર વ્રત, દાન-શીળ-તપભાવના, સામાયિક, પ્રતિક્રમણ, દિનકૃત્ય, પર્વાનુષ્ઠાન, પર્વો, પર્યુષણા, ક્ષમાપન, ચાતુર્માસ, જૈનદીવાળી, તીર્થો, તીર્થયાત્રા, સપ્તક્ષેત્ર-અમારીપટહ, પ્રભાવના, અને દીનોદ્ધારના પાઠો. |
| ૩ નીતિ | સત્ય, ન્યાય, વિનય, સરલતા, ગાંભીર્ય, અને સંપ. એ છ સદ્ગુણોની વિશેષ વ્યાખ્યા. બાળકોતરફ માબાપોની અને માબાપો તરફ બાળકોની ફરજ. |
| ૪ પરિશિષ્ટ | કયા ગુણસ્થાને કેટલી પ્રકૃતિઓ છે તેનું સ્વરૂપ. |

નં. ૪–૫–૬–૭ માં આવનારા વિષયોનો સંક્ષેપ નં ૪ માં આવશે.

**જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ ૧ લો અને ૨ જો સામાન્ય બોધ.**

**ફ. ક. લાલન.**

# લાલનકૃત પુસ્તકો.



| | | |
|---|---|---|
| | | રૂ. |
| સદ્દવક્તા. | | |
| શ્રમણોપાસક નારદ | (બીજી આવૃત્તિ) | તૈયાર થાય |
| દ્વેષજયનો ઉપાય. | | |
| આંતરવૈદ્ય. | | ૦-૧-૦ |
| શુદ્ધોપયોગ. (દોષવાન્પર કરૂણા). | | નથી. |
| આનંદપ્રસાદી. | | ૦-૧-૦ |
| ,, | (સાધુઓ માટે વાચન-મનન). | (અમૂલ્ય) |
| સવીર્યધ્યાન. | (કાચી). | ૦-૧૦-૦ |
| ,, | (પાકી). | ૦-૧૨-૦ |
| સ્વાનુભવદર્પણ. | (કાચી). | ૦-૧૨-૦ |
| ,, | (પાકી). | ૧- ૦-૦ |
| ज्योतिर्दर्शनम्. (અમૂલ્ય.) | (પોસ્ટેજ અરધો આનો). | |
| પરમજ્યોતિઃપંચવિંશતિ (પ્રથમા-દ્વિતીયા) | | તૈયાર થાય છે. |
| જૈનમાર્ગ પ્રારંભપોથી ભા. ૧ લો. | | ૦-૧-૦ |
| ,, | ભા. ૨ જો. | ૦-૧- |
| જૈનમાર્ગપ્રવેશિકા નં. ૧ લો. | | ૦-૨- |
| ,, | નં. ૨ જો, નં. ૩ જો. | તૈયાર થાય છે. |
| जैनमार्ग प्रारंभ पोथी (बालबोध) | | ૦-૧- |
| Emerson Viewed | | 0-2- |
| Jainism V. R. Gandhi | | 0-4- |

**પત્રવ્યવહાર. ફ. ક. લાલન, નં. ૧૪૨ ગુલાલવાડી, મુંબઈ**

પુસ્તકો મળવાનાં સ્થાન. જૈન માંગરોળ સભા પાયધોની; તથા પ્રસિદ્ધ પુસ્તકો વેંચનારા, અને એન. એમ. એન્ડ. ત્રીપાઠી કં. મુંબઈ.